હેલેન કેલર ની સૌથી શ્રેષ્ઠ સહેલી એક કુતરી હતી જેનું નામ બેલે હતું!

હેલેન કેલર નો જયારે જન્મ થયો ત્યારે એ એક સ્વસ્થ બાળકી હતી. પણ એક ગંભીર બીમારીએ એને આંધળી અને બહેરી બનાવી દીધી. શિક્ષક એની સુલ્લીવાન ની મદદ થી, હેલેન સંવાદ કરતા શીખી - જે ઘણા લોકો ને લાગ્યું કે એને માટે અશક્ય હતું. હેલેન રાષ્ટ્ર માટે પ્રેરણા બની જયારે એ બ્રેઇલ (ઉપસેલા અક્ષરો ની અંધલિપિ) વાંચતા, સાંકેતિક ભાષા નો ઉપયોગ કરતા અને બોલતા શીખી. અને આ બધા માં એની સાથે હતી એની સૌથી શ્રેષ્ઠ  સહેલી એક કુતરી જેનું નામ બેલે હતું!

આ ઉલ્લેખનીય ચિત્ર-પુસ્તક પરિચય માં તમે હેલેન ની ચમત્કારિક અને પ્રેરક યાત્રા અને એની ચાર-પગવાળી પ્રિય  કુતરી વિષે જાણશો.





હેલેન કેલર નો જન્મ 27 જૂન 1880 માં અલાબામા ના તુસકુમ્બિયા માં, આઇવિ ગ્રીન નામના ફાર્મ માં થયો હતો. એ એક સુંદર બાળકી હતી. જયારે એ છ મહિના ની હતી, ત્યારે એણે બોલવાનું શરુ કરી દીધું હતું. એના પહેલા જન્મદિવસ પર એ આસાનીથી ચાલી સકતી હતી.

પણ છ મહિના પછી, હેલેન ને ઉચ્ચ તાવ આવ્યો અને એ બહુ બીમાર પડી. એણે એની દ્રષ્ટિ અને સાંભળવાની ક્ષમતા ખોઈ દીધી. એની દુનિયા એકદમ સૂની અને અંધકારમય થઈ ગઈ.

હવે તો એ એના માતા-પિતા સાથે પણ વાત નહોતી કરી સકતી. શીખેલા શબ્દો પણ એ ભૂલી ગઈ. એ શું વિચારે છે અને મહેસુસ કરે છે એ કેવી રીતે દર્શાવવું એ એને ખબર નહોતી. એ એકલી અને ભયભીત થઈ ગઈ.

મુખ્યત્વે, હેલેન ને જે દિલાસો આપી શકતા એ એના કૂતરા હતા. તેઓ ધૈર્યવાન, સૌમ્ય અને પ્રેમાળ હતા.

હેલેન કૂતરાઓને જોઈ કે એમની સાથે વાતો નહોતી કરી સકતી. પણ એથી કૂતરાઓને કોઈ ફર્ક નહોતો પડતો. જયારે પણ એમનો સ્પર્શ કરવા ચાહતી, એ હંમેશા એની પાસેજ હતા. હેલેન ના કૂતરા એના સમર્પિત સાથીદાર બની ગયા હતા.



જયારે હેલેન છ વર્ષ ની થઈ, ત્યારે એની પાસે બેલે નામની એક કુતરી હતી. હેલેન બધે એની પાછળ-પાછળ જતી.

હેલેન ના જીવન ના સૌથી મહત્વ ના દિવસે પણ બેલે એની પાસે હતી.

માર્ચ 3, 1887 ના દિવસે એની સુલ્લીવાન અલાબામા હેલેન અને એના પરિવાર સાથે રહેવા આવી. એની, નેત્રહીન ની એક સ્કૂલ માં શિક્ષિકા હતી. એની હેલેન ની મદદ કરવા આવી હતી. એણે હેલેન માટે એક આખી નવી દુનિયા ખોલી દીધી.

એની એ હેલેન ની હથેળી માં આંગળી થી શબ્દ લખીને એની સાથે સંવાદ રચવાની કોશિશ કરી. શરૂઆત માં હેલેન ને શબ્દો ના અર્થ સમજાયા નહીં.

એની એ હેલેન ને એક ઢીંગલી આપી અને  એની હથેળી માં લખ્યું d-o-l-l (ઢીંગલી).

પછી એણે હેલેન ને એક ટોપી આપી અને લખ્યું h-a-t (ટોપી).

હેલેન ને લાગ્યું એ એક રમત છે.



એક દિવસ એનીએ એક પંપ ના વહેતા પાણી નીચે હેલેન નો હાથ પકડી ને રાખ્યો. પછી એણે હેલેન ની હથેળી માં w-a-t-e-r (પાણી) લખ્યું.




અંત માં હેલેન ને સમજાયું કે પાણી એક ઠંડી વસ્તુ હતી જે એના હાથ માં વહેતુ મહેસુસ કરી રહી હતી. પહેલી વાર હેલેન હથેળી માં લખાયેલા શબ્દ અને અસલી પાણી વચ્ચે નો સંબંધ જોડી શકી!

જે ક્ષણે હેલેને એનો પહેલો શબ્દ શીખ્યો, તે ક્ષણ થી એની અંધારી દુનિયા પ્રકાશમય થઈ ગઈ. એણે એજ દિવસે ત્રીસ નવા શબ્દો શીખ્યા.

હેલેને બેલે ના નાના પંજા માં પણ શબ્દ લખવાનું અને એને શીખવાડવાની કોશિશ કરી. હેલેન શું કરે છે એ બેલે સમજી ન શકી, પણ એને હેલેન સાથે સમય વિતાવવો ગમ્યો. બેલે શાંત બેસી ને પૂંછડી હલાવતી રહી જયારે હેલેન એના નવા શીખેલા શબ્દો ની જોડણી નો અભ્યાસ કરતી રહી.





હેલેને ઘણા પાઠ ઘર ની બહાર શીખ્યા. હેલેન અને એની, બેલે સાથે મળી ને જંગલ માં લાંબે સુધી ફરવા જતા. એની હેલેન ને એની મેળે વસ્તુ ઓનું સંશોધન કરવા અને શોધવા પ્રોત્સાહિત કરતી હતી.

એક સવારે હેલેન, એની ને ગોતતી ઉપર દોડતી આવી. એ બહુ ઉત્સાહિત હતી. હેલેને "ડોગ-બેબી" (ગલૂડિયાં) ની જોડણી કરી અને પછી એની પાંચે આંગળીયો દેખાડી. એની ને સમજાયું નહીં કે હેલેન એને શું કહેવા માંગે છે.



હેલેન એની નો હાથ પકડી ને એને બહાર લઈ ગઈ. ઘર ના પાછલા ભાગ માં એક કુતરી સૂતી હતી. એણે ત્યારેજ પાંચ-પાંચ ગલૂડિયાં ને જન્મ આપ્યો હતો!



જયારે હેલેને ગલૂડિયાં ની નરમ રૂંવાટી ને હાથ લાગડયો, ત્યારે એની એ હેલેન ને p-u-p-p-y (ગલુડિયું) શબ્દ શીખવાડયો. હેલેને પ્રત્યેક ગલૂડિયાં તરફ ઈશારો કર્યો, અને પછી એની એ "પાંચ ગલૂડિયાં“ ગણ્યાં.

એક ગલુડિયું બીજા ની તુલના માં નાનું હતું. હેલેને નાનું ગલુડિયું ઉપાડયું અને જોડણી કરી "નાનું". એ પછી એની એ "બહુ નાનું" કહ્યું. જયારે ગલૂડિયાં સળવળાટ કરવા લાગ્યા તો હેલેન હસી પડી અને પછી આખી બપોર એમની સાથે રમતી રહી.



જયારે હેલેન હજારો શબ્દો શીખી ગઈ તો એનીએ એને બ્રેલ નો ઉપયોગ કરવાનું શીખવાડયું. બ્રેલ, નેત્રહીન માટે શબ્દો ને વાંચવાની એક રીત છે. બ્રેલ માં ઉપસેલા બિંદુઓ ના નમૂનાઓ નો ઉપયોગ થાય છે જે ભાષા ની વર્ણમાળા અને સંખ્યાઓ દર્શાવે છે.

પછી હેલેને પોતાની આંગળીઓ થી બ્રેલ ના બિંદુઓ ને મહેસુસ કરીને વાંચતા શીખ્યું.

જયારે હેલેન દસ વર્ષ ની થઈ તો એ
પોતાના મોઢે થી બોલતા શીખવા ચાહતી
હતી જેથી હરકોઈ એનો અવાજ સમજી શકે.

Horace Mann School

1890 ની વસંત માં એની, હેલેન ને મિસ સારાહ ફુલર ને
મળવા બોસ્ટન લઈ ગઈ. મિસ ફુલર, બહેરા બાળકો માટે
સ્થાપિત હોરેસ માન સ્કૂલ ની પ્રિન્સિપાલ હતી.



મિસ ફુલરે હેલેન ને અવાજ નો ઉપયોગ કરીને બોલવાનું શીખવવાની કોશિશ કરી. જયારે મિસ ફુલર બોલતી  ત્યારે હેલેન એમના મોઢા ને હલ્કે થી અડીને મહેસુસ કરતી હતી. પછી હેલેન એ શબ્દ ને દોહરાવતી હતી. હેલેન માટે આ કામ બહુ મુશ્કેલ હતું કેમકે ન તો એ શિક્ષિકા નો અવાજ સાંભળી સકતી હતી કે ન તો એમના મોઢા ને જોઈ સકતી હતી.

ઘણા કલાકો ના અભ્યાસ બાદ હેલેન પહેલું વાક્ય બોલી:

"આ ગરમ છે."

જયારે એની અને હેલેન ઘરે પાછા ફર્યા તો એમને હેલેન ની માઁ, પિતા અને નાની બહેન મિલ્ડ્રેડે વધાઈ આપી.

હેલેને એની કુતરી ને બોલાવી, "આવ, બેલે!"

બેલે હેલેન પાસે દોડી ને આવી અને એનો હાથ ચાટ્યો. એ ક્ષણે હેલેન આનંદિત થઈ ગઈ. હવે બેલે પણ એનો અવાજ સમજી સકતી હતી!



હેલેન ને કૂતરાઓ ઉપર આજીવન પ્રેમ રહ્યો. જયારે એ નાની હતી, ત્યારે એના પરિવાર માં આયરિશ અને ઇંગ્લિશ કૂતરા હતા. હેલેન ની પસંદીદા બેલે એક આયરિશ કુતરી હતી.

"ધ સ્ટોરી ઓફ માય લાઈફ" માં હેલેને લખ્યું કે બેલે એની નિત્ય ની સાથીદાર હતી અને એણે એને શબ્દો ની જોડણી શીખવાડવા બહુ મહેનત કરી હતી. એની સુલ્લીવાને પણ કૂતરાઓ પ્રત્યે હેલેન ના પ્રેમ ને મહેસુસ કર્યો હતો. અલાબામા આવવાના બે મહિના બાદ, એનીએ એની એક સહેલી ને પત્ર લખ્યો જેમાં હેલેન ની ગલુડિયાંઓ ની શોધ ની ખુશી નું વર્ણન કર્યું.

વર્ષો પછી, રાડકલીફ કૉલેજ માં હેલેન ના સહપાઠીઓ એ એને પરીક્ષા પૂરી કરવાના ઇનામ માં એક બોસ્ટન ટેરીઅર કૂતરો આપ્યો. હેલેન ને એ કૂતરો બહુ પસંદ આવ્યો અને એણે એનું નામ ફીઝ રાખ્યું.

1937 માં, જયારે હેલેન જાપાન માં ભાષણ આપવા ગઈ, ત્યારે એને "અકીતા" નસલ નો એક જાપાની કૂતરો પસંદ આવ્યો. કૂતરાના માલિકે હેલેન ને એક કૂતરો ભેંટ માં આપ્યો. હેલેને કૂતરા ને કામિકાઝે-ગો નામ આપ્યું. હેલેન અમેરિકા માં અકીતા નસલ નો કૂતરો લાવવાવાળી પહેલી વ્યક્તિ બની.

કામિકાઝે-ગો થોડાક જ સમય માં એના ભાઈ, કેનઝાન-ગો સાથે જોડાયો. બંને કૂતરાઓ પ્રત્યે હેલેન ના દિલ માં એક વિશેષ સ્થાન હતું.

એના જીવન દરમ્યાન હેલેને ગ્રેટ ડેન્સ, માસ્ટીફ, જર્મન શેફર્ડ, બોસ્ટન ટેરિયર, બુલ ટેરિયર્સ, અકીતા, સ્કોટિશ ટેરિયર્સ, ડાચશુંડસ, અને મિશ્રિત નસલ ના કૂતરા પાળ્યા. હેલેને એના પ્યારા કૂતરાઓ સાથે ઘણા ફોટા પણ પડાવ્યા.

હેલેન ને કૂતરાઓ ઉપર એના અપેક્ષા-રહિત પ્રેમ, વફાદારી અને મિલનસાર સ્વભાવ માટે પ્રેમ હતો. કૂતરાઓ એ એને જીવનભર ખુશી આપી. હેલેને એની આત્મકથા માં લખ્યું, "મારા કૂતરા મિત્રો, મારી સીમારેખા ને સમજે છે, અને જ્યારે હું એકલી હોઉં છું, ત્યારે તેઓ હંમેશા મારી પાસે હોય છે. મને એમનો સ્નેહાળ સ્વભાવ અને પૂંછડી હલાવવી પસંદ આવે છે. એમની લાગણીપૂર્ણ રમત અને દોસ્તી મને શાંતિ આપે છે."



1900 માં, હેલેન કેમ્બ્રિજ, માસાચુસેટ્સ માં રેડકલીફ કોલેજ માં ભણવા માટે ગઈ. કક્ષા માં શિક્ષક જે પણ કહેતા એ એની હેલેન ના હાથ પર લખતી હતી. કોલેજ દરમ્યાન હેલેને એની આત્મકથા, "ધ સ્ટોરી ઓફ માય લાઈફ" લખી. આ પુસ્તક 1903 માં પ્રકાશિત થઈ અને દુનિયા ભર માં ખુબ વેચાણી. એક વર્ષ પછી હેલેને સન્માન સાથે સ્નાતક ની ડિગ્રી પ્રાપ્ત કરી. એ પુસ્તક લખવાવાળી અને કોલેજ ડિગ્રી મેળવવાવાળી પહેલી બહેરી અને નેત્રહીન વ્યક્તિ બની.

પછી હેલેને એના જીવન વિષે લખવાનું અને વ્યાખ્યાન આપવાનું શરુ કર્યું. એણે એની સાથે મળી ને દેશભર માં યાત્રા કરી અને બહેરા અને અંધ બાળકો ને શિક્ષિત કરવા ભાષણો આપ્યા. હેલેને આંધળા બાળકો માટે વધારે સારી શાળાઓ અને પુસ્તકાલયો ની વકીલાત કરી.

1936 માં એની ના મૃત્યુ પછી હેલેને એક અન્ય સાથી સાથે એની યાત્રાઓ ચાલુ રાખી. એણે વિકલાંગ લોકો માટે જાગરૂકતા ફેલાવવા અને નિધિ ભેગી કરવા 39 દેશો નો પ્રવાસ કર્યો. એણે વિકલાંગો ના અધિકારો - વધારે સારું શિક્ષણ, અધિક અવસર અને રોજગાર - અપાવવા માટે કામ કર્યું. હેલેને નેત્રહીનો માટે અમેરિકન ફાઉન્ડેશન સાથે 40 થી વધારે વર્ષો સુધી કામ કર્યું. એની સેવા માટે એને અનેક પુરસ્કાર મળ્યા. 1964 માં, રાષ્ટ્રપતિ લિન્ડન જોહ્નસને એને "પ્રેસિડેન્શિયલ મેડલ ઓફ ફ્રીડમ" થી નવાજ્યા, જે કોઈ પણ અમેરિકી નાગરિક ને મળવાવાળું સર્વોચ્ચ સન્માન છે.

હેલેને 81 વર્ષ સુધી કામ કર્યું. છ વર્ષ પછી, જૂન 1968 માં, ઊંઘ માં જ એનું મૃત્યુ થયું. હેલેન એક ઉલ્લેખનીય મહિલા હતી, જેણે જરૂરતમંદ લોકો ની મદદ કરવા એનું જીવન સમર્પિત કર્યું. એ આજે પણ લાખો લોકો માટે એક પ્રેરણામૂર્તિ છે.